

# ગૂજરાત વિદ્યાપીઠ વાચનમાળાની ગૂજરાતી બીજી ચોપડીના અર્થ

તથા

## "ડિકટેશન શિક્ષક."

(જેમાં અર્થ, દરેક પાઠના સવાલ, સાર, બોધ, અઘરા શબ્દો તથા જોડાક્ષરો.)


રચનાર—મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો૦

રચનારનું ઠેકાણું–શાહપોર–સુરત.



પ્રસિદ્ધ કર્તા—છગનલાલ મોતીરામ શાહ,

"મુખગણિત શિક્ષક" વગેરેના કર્તા.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું–શાહપોર–સુરત.



સને ૧૮૬૭ના ૨૫મા એકટ મુજબ આ પુસ્તક રજીસ્ટર કરાવ્યું છે.

સર્વ હક સ્વાધીન રાખ્યા છે.



છાપનાર—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.

છાપવાનું ઠેકાણું–"શંકર" પ્રીન્ટીંગ પ્રેસ ચૌટાના પુલ ઉપર–સુરત.

સને ૧૯૨૯] કિંમત ૦-૪-૦. [સંવત ૧૯૮૫





...ત શહેર તથા ચોર્યાસી તાલુકાનો ભૂગોળ શિક્ષક ૩ આના.

R.N. 190

१७३

મેસર્સ સી. ડી. શાહ એન્ડ કો૦ કૃત.

# ગૂજરાત વિદ્યાપીઠ વાચનમાળાની

## ગૂજરાતી બીજી ચોપડીના અર્થ.

તથા

# "ડિકટેશન શિક્ષક"

**સાવિદ્યા**=વિદ્યા તેજ.
**યા**=જે.
**વિમુક્તયે**=સ્વતંત્રા આપે.
**સાવિદ્યા યા વિમુક્તેય**=વિદ્યા તેનું નામ કે જે સ્વતંત્રા આપે.

**પાઠ ૧ લો.**

**અમારો દેશ**=હિંદુસ્તાન; ભરતખંડ.
**સારો**=જોઇએ તેવો.
**જગતના**=દુનિયાના.
**સર્વ**=બધા; સઘળા.
**ભૂલો**=વાંક; કસુર.
**તોયે**=તોપણ.
**સરસ**=મોટા.
**પહાડ**=પર્વત; ઘણે ઉંચે સુધી વધેલા ડુંગર.
**નદી**=મીઠા પાણીનો વહેળો પર્વત અગર સરોવરમાંથી નીકળી ઢળતી જગામાં થઈ સમુદ્ર, રણ કે બીજી નદીને મળે છે તે.
**સદા**=હંમેશા; નિત્ય.
**પશુ**=ચોપગાં જાનવર
**પંખી**=પક્ષી; પાંખવાળા જનાવર.
**જુદાં જુદાં**=તરેહ તરેહનાં.
**બહુયે**=ઘણાએ.
**બધી**=તમામ; સઘળી
**સતી**=ધણીના હુકમમાં રહેનારી સ્ત્રી.
**સાધુ**=પવિત્ર માણસ.
**સૌ**=બધું; જે જોઈએ તે.
**પ્રભુનો**=પરમેશ્વરનો.
**પાડ**=આભાર; ઉપકાર.
**જન્મ**=અવતર.
**ગર્વે**=અભિમાન કરીને.

**સમજુતી**—દુનિયાના બધા દેશમાં અમારો દેશ સારો છે. ભલે કસુર કરે, તોપણ અમારો દેશ સારો છે. (૧) અમારે ત્યાં મોટા પર્વતો છે, અને અમારી નદીઓ મોટી છે; હંમેશા સરસ ફૂલો ઊગે છે, તેથી અમારો દેશ સારો છે. (૨) અમારા

દેશમાં તરેહ તરેહનાં ઘણાંએ પશુ પંખી છે, અમારે ત્યાં તમામ ચીજો પાકે છે, તેથી અમારો દેશ સારો છે. (૩) અમારા દેશમાં સતીઓ છે. અમારા દેશમાં સાધુઓ છે; અમારા દેશમા બધુંએ (જે જોઇએ તે) છે, તેથી અમારો દેશ સારો છે. (૪) અમોને હિંદુસ્તાનમાં જન્મ આપ્યો, તેથી પરમેશ્વરનો પાડ માનીશું; અને હંમેશા અભિમાન કરીને કહીશું કે અમારો દેશ સારો છે. (૫)

**સવાલ**—અમારો દેશ સારો છે એમ શા પરથી કહો છો;

**પાઠ ૨જો.**

**વાડી**=ફળ, ફૂલના ઝાડ છોડ રોપ્યા હોય તેવી જગા.
**મથાળે**=ઉપલે ભાગે.
**ચિત્ર**=છબી.
**ખુશ**=રાજી.
**મજા**=મોજ; આનંદ.
**યાદ આવે છે**= સાંભરી આવે છે.
**સંભાળ**=કાળજી; ચેટક.
**મજાનું**=સારૂં.
**બેઠક**=બેસવાની જગા.
**બન્ને**=બેઉ.
**મજબૂત**=ટકાઉ; તૂટે નહિ એવાં.
**ખાતરી**=સાબિતી.
**જોશથી**=ઝડપથી.
**પહેલાં** = અગાઉ; અગાડી.
**બીકણ** = ડરપોક; બીએ એવો.
**સંભાળ**=બરદાસ.
**પિતા**=બાપાજી.
**વહાલ**=હેત; પ્યાર.
**ભરોસો**=વિશ્વાસ; ખાતરી
**ઈજા**=દુઃખ; પીડા.
**બીક**=ડર; ભો.
**બાયડો**=મરદ.
**પડખામાં**=સોડમાં;

**સવાલ**—હીંચકો કયાં બાંધ્યો હતો ? કોણ નાખદ હતું ? ચંપા બીતી હતી એમ શા પરથી જણાવ્યું.

**બોધ**—આપણા આપણે નાના ભાઈ બેન પર હેત રાખવું જોઈએ.

**પાઠ ૩ જો.**

કુરકુરિયાં=ભોટીલાં.
વાડો=ઘરની પાછળની ખુલ્લી જગા.
બૂમ=ઘાંટો, અવાજ.
કોઠી=માટીનું બનાવેલું અનાજ ભરવાનું મોટું ઉંચું વાસણ.
પ્રયત્ન=વધારેમહેનત
મન=મરજી; ઇચ્છા.
આંધળાં=આંખથી જોઈ શકે નહિ એવાં.
એક પછી એક=વારાફરતી.
ખૂબી=બલિહારી.
ખીજવાઈ=ચિડાઇ
માયા=હેત.
દુઃખ=પીડા; ઈજા.

**સવાલ**—કુતરીને કેટલાં બચ્ચાં અવતરે ? કોને કોને બચ્ચાં આંધળાં અવતરે છે ? કુતરીનાં બચ્ચાં કેટલા દિવસ આંધળાં રહે ? કુતરી કુરકુરિયાંને એક જગાએથી બીજી જગાએ કેવી રીતે લઇ જાય છે ? કુતરી, કનુ તથા સવિતાને કરડવા દોડતી નહોતી તેનું શું કારણ ?

**બોધ**—પ્રાણી પર હેત રાખવું.

**પાઠ ૪થો.**

સ્તુતિ=પ્રાર્થના; બંદગી.
નાથ=ધણી; પરમેશ્વર.
રંક=ગરીબ.
કૃપાદૃષ્ટિ=મહેરબાની
તાપ=દુઃખ.
પાપ=નઠારાં કામ.
ઉગારો=બચાવો.
ઈશ=ઇશ્વર.
પ્રેમ=પ્યાર; હેત.
સૂર્ય=સુરજ.
પૂર તેજે=પૂરા પ્રકાશથી.
વીતી ગઇ = જતી રહી.
વાત સહેજે=જોત જોતામાં.
પ્રભો=પ્રભુ; પરમેશ્વર.
પ્રાણી=જેને જીવ છે ને જે અહીંથી તહીં ફરી હરી શકે છે તે.
ઉદ્યોગ=મહેનત.
બુદ્ધિ=અક્કલ.
વિદ્યા=કેળવણી.
કુડાં=નઠારાં; કપરાં.
રૂડાં=સારાં.
શિરે=માથે.
શિરે હાથ થાપો=માથે હાથ મૂકો; આશિર્વાદ આપો.
દિન=દિવસ; દહાડો.
સારો=આખો

**સમજુતી**—અહો ! ભગવાન અમે હાથ જોડી ઉભા છીએ, તો તમે અમ ગરીબ પર થોડી મહેરબાની કરો; હંમેશા દુઃખ અને નઠારાં કામથી તો બચાવો, ઓ પરમેશ્વર ! અમે તારો પ્રેમ માગીએ છીએ. (૧) જુઓ, જોત જોતામાં રાત પૂરી થઈ, ને પૂર્વ દિશામાં સૂર્ય તો પૂરા તેજથી ઊગ્યો; પ્રભુ ! તારા વિના સંભાળનારો કોણ છે ? મતલબ કે તુંજ અમારી સંભાળ લેનારો છે. ઓ પરમેશ્વર ! અમે તારો પ્રેમ માગીએ છીએ. (૨) પશુ, પક્ષીઓ, પ્રાણીઓ કામે વળગ્યાં, એમ સૌએ મહેનત કરવા માંડી સુખ માગ્યાં; હે પ્રભુ ! અમારી અકકલ ને વિદ્યા વધારો. ઓ પરમેશ્વર ! અમે તારો પ્રેમ માગીએ છીએ. (૩) કપરાં દુઃખ મટાડી, સારાં સુખ આપો. હે પરમેશ્વર ! અમને આશિર્વાદ આપો; જેથી આજનો આખો દિવસ સુખમાં જાય. ઓ પરમેશ્વર ! અમે તારો પ્રેમ માગીએ છીએ. (૪)

**બોધ**—સવારમાં ઊઠી આ સ્તુતિ કરવી.

**પાઠ ૫ મો.**

**દડો**=બોલ.
**અરીસો**=આરસો.
**ફૂટી**=ભાંગી.
**ગુસ્સે થશે**=ખીજવાશે.
**ભાઈબંધ**=મિત્ર; દોસ્ત.
**દિવાનખાનું**=બેસવા ઊઠવાનો મુખ્ય ઓરડો.
**છટકી ગયો**=છૂટી ગયો.
**લટકાવેલી**=ટાંગાવેલી
**અથડાયો**=અફળાયો.
**કુકડે કકડા**=ચૂરેચૂરે.
**ઝળઝળિયાં**=પાણી.
**ભૂલ**=વાંક; કસુર.
**શરમ**=લાજ
**મોં ઉતરી ગયું**=ઝંખવાઇ ગયો.
**જૂઠું**=ખોટું; અસત્ય.
**સાચે સાચું**=ખરેખરૂં; સત્ય.
**હેત**=વહાલ; પ્યાર.
**છેતર્યા**=ઠગ્યા.
**મહેતાજી**=શિક્ષક
**તૂટેલો**=ભાંગી ગયેલો.
**ગુસ્સાથી**=રીસથી.
**ગભરાયો**=અકળાયો.
**કદી**=કોઇ દિવસ.
**ટેવ**=આદત.

| | | |
|---|---|---|
| શિક્ષા=સજા. | સરસો=સાથે | ઈશ્વિર=પ્રભુ;ભગવાન |
| ઉલટો=સામો. | ચાંપી=દબાવી | છેતરનાર=ઠગનાર. |

**સવાલ**—ચંદુલાલને ઘરમાં દડાથી રમવાની કેમ ના કહી ? ચંદુલાલે એની બાનું કહ્યું માન્યું નહિ તેથી શું થયું ? ચંદુલાલ રડતો હતો ત્યારે મણિલાલે શું કહ્યું ? ચંદુલાલે શું જવાબ આપ્યો ? ચંદુલાલ સાચું બોલ્યો તેથી વેણીલાલે શું કર્યું ?

**બોધ**—હંમેશા સાચુંજ બોલવું. સાચું બોલનાર પર ઇશ્વર રાજી રહે છે અને તે સુખી થાય છે. જૂઠું બોલીને છેતરનાર દુઃખી થાય છે.

| | | |
|---|---|---|
| **પાઠ ૬ ઠ્ઠો.** | ફિટકાર=ધિક્કાર. | જરા. |
| જન=માણસ. | સત્ય=સાચું | પાપી=નઠરાં કામ |
| છાનું=કોઈ ન જાણે | વહેવાર=આપ લે. | કરનાર. |
| તેમ. | કૈં=કંઈ. | અપાર=ઘણુંજ. |
| નવ=નહિ. | તલભાર=તલ જેટલું; | |

**સમજુતી**—માણસ કદાપિ જૂઠું બોલીને છેતરવાને જાય, પણ જૂઠું છાનું રહે છે નહિ, ને લોકો તેનું જૂઠું સમજી જાય. (૧) જૂઠાને બધા લોકો બહુ ધિક્કારે છે, માટે તમે બધાં છોકરાંઓ સાચની આપ લે કરો એટલે સાચુંજ બોલો. (૨) દુનિયામાં પરમેશ્વરથી કંઈ જરાપણ છાનું રહેતું નથી, નઠારાં કામ કરનાર જૂઠો દુનિયામાં ઘણુંજ દુઃખ પામે છે. (૩)

**બોધ**—જૂઠું બોલવું નહિ.

| | | |
|---|---|---|
| **પાઠ ૭ મો.** | ભાષા=બોલી. | વ્યંજન=સ્વરની મદદ |
| મૂળાક્ષર=સ્વર અને | સ્વર=પૂરો ઉચ્ચાર | વગર જેનો ઉચ્ચાર |
| વ્યંજન. | થઇ શકે એવો અક્ષર | થઈ શકતો નથી |

એવો અક્ષર.
**જોડાક્ષર**=બે કે વધારે વ્યંજન જોડાઇને થએલો અક્ષર.
**ઉચ્ચાર**=મોઢામાંથી નીકળો શબ્દ.

**સવાલ**—સ્વર કેટલા છે તે તે કયા કયા? વ્યંજન કેટલા છે તે તે કયા કયા? જોડાક્ષર એટલે શું? સ્વર, સ્વાદ, રહ્યો, વ્યંજન અને ઉચ્ચારમાં જોડાક્ષર કયો છે?

**પાઠ ૮ મો.**

**અઠવાડિયું**=સાત દિવસ.
**વાર**=દિવસ.
**રવિ**=સુરજ.
**સોમ**=ચંદ્ર.
**પરમ**=ત્રીજો દિવસ.
**ગઈકાલ**=ગયો દિવસ.
**આવતી કાલ**=આવતો દિવસ.
**યાદ**=ફોમ.

**સમજુતી**—પહેલો રવિવાર, બીજો સોમવાર, ત્રીજો મંગળવાર, ચોથો બુધવાર, પાંચમો ગુરુવાર, પછી છઠ્ઠો શુક્રવાર આવે છે. (૧) સાતમો વાર શનિ છે, તે છેલ્લો વાર ગણાય છે; એવી રીતે સાત દહાડાનું એક અઠવાડિયું થાય છે. (૨)

**સવાલ**—અઠવાડિયાના વાર ગણાવો. અઠવાડિયાના પહેલા, ત્રીજા, પાંચમા ને સાતમા વારનું નામ કહો.

**પાઠ ૯ મો.**

**પખવાડિયું**=પંદર દિવસ.
**તિથિ**=દિવસ.
**પક્ષ** = પખવાડિયું; પંદર દિવસ.
**માસ**=મહિનો.
**વર્ષ**=બાર મહિના.
**અજવાળિયું**=સુદ; મહિનાનું પહેલું પખવાડિયું; શુકલ પક્ષ.
**અંધારિયું**=વદ; મહિનાનું બીજું પખવાડિયું; કૃષ્ણપક્ષ
**પૂનમ**=મહિનાનો પંદરમો દિવસ; સુદનો છેલ્લો દિવસ.
**અમાસ**=મહિનાનો છેલ્લો દિવસ; વદનો છેલ્લો દિવસ.
**સુદ**=અજવાળિયું.
**વદ**=અંધારિયું.
**આકાશ**=ગગન.

**સવાલ**—તિથિ એટલે શું? તિથિઓ ગણાવો. પૂનમ એટલે શું? અમાસ એટલે શું? આ પાઠમાં જે સવાલ આપ્યા છે તેના જવાબ કહો.

**પાઠ ૧૦મો.**

**પ્રભાતિયું**=પ્રભુના નામની સવારમાં ગાવાની કવિતા.
**જાગને**=ઊઠને.
**જાદવા**=જાદવ.
**ગોવાળિયા**=ગાયના ચરાવનાર.
**તુજ**=તારા.
**તુજ વિના**=તારા વગર.
**ધેન**=ગાયોનું ટોળું.
**ગોવાળ**=ગાયનો ચરાવનાર.
**વડો**=મોટો.
**દહીંતણાં**=દહીંનાં.
**કઢિયેલ**=ઉકાળેલાં.
**તારો**=તાર્યો; ઉગાર્યો.
**હાથિયો**=હાથી.
**કાળિ નાગ**=શેષનાગ.
**નાથિયો**=નાથ ઘાલી.
**ભૂમિનો**=પૃથ્વીનો.
**ભાર**=બોજો.
**વહેશે**=લઈ લેશે.
**જમુના**=યમુના; જમના.
**તીરે**=કાંઠે.
**ગોધેન**=ગાયોના ટોળાં.
**મધુરી**=મીઠી.
**મોરલી**=વાંસલી.
**વાશે**=વગાડશે.
**નરસૈંયો**=નરસિંહ મહેતો.
**રીઝિયો**=ખુશ થયો.
**બૂડતાં**=ડૂબતાં.
**બાંહેડી**=હાથ.
**સહાશે**=પકડશે.

**સમજુતી**—હે જાદવ ! હે કૃષ્ણ ગોવાળિયા ! તું ઊઠને. તારા વગર ધેનમાં કોણ જશે ? ત્રણસેં ને સાઠ ગોવાળ એકઠા થયા છે, તેમાં તારા વગર મોટો ગોવાળિયો કોણ થશે ? હે જાદવ ! હે કૃષ્ણ ગોવાળિયા તું ઊઠને. (ટેક ૧) દહીમાં આથેલાં દહીંથરાં, ઘીમાં તળેલાં ઘેબર અને ઉકાળેલું દૂધ તે તારા વગર કોણ પીશે ? હે કૃષ્ણ ! તેં હાથીને ઉગાર્યો અને કાળિનાગને નાથિયો. તારા વગર ભૂમિનો ભાર તે કોણ લઈ લેશે ? (ટેક ૨) જમનાને કાંઠે ગાયો ચરાવતાં મધુરી મોરલી તારા વગર કોણ વગાડશે ? નરસિંહ મહેતા કહે છે, કે હું તો તારા ગુણ ગાઇને ખુશ થયો, સંસાર સાગરમાં બૂડતાં તારા વગર કોણ હાથ પકડશે ? મતલબ કે તારા વગર સંસાર સાગરમાંથી કોણ ઉગારશે ? (ટેક ૩).

**સાર**—સવારમાં ઊઠી આ પ્રભાતિયું ગાવું.

**ટીપઃ**—એક હાથી તળાવમાં પાણી પીવા ગયો હતો. તેને મગરે પકડ્યો અને પકડીને પાણીમાં લઈ ગયો. જ્યારે હાથીની સૂંઢની અણી જરાક પાણી ઉપર રહી અને મરવાનો વખત આવ્યો, ત્યારે હાથીએ શ્રી કૃષ્ણને યાદ કર્યા એટલે શ્રી કૃષ્ણે તેને મગર પાસેથી છોડાવ્યો હતો.

**પાઠ ૧૧ મો.**

વિસામો=આરામ.
વિચાર=મનસુબો.
સેના=ટોળું.
ટેવ=આદત.
હળવેથી=ખબર ન પડે તેમ.
ઘટામાં=ભરાવમાં.
ચિચિયારી=કિકિયારી.
સૂઝ=સમજ.
ચીડાઈ=ખીજવાઈ.
લંકા=સિંહલદ્વીપ.
નાળિયેરનું ઝાડ=નાળિયેરી.
નાળિયેર=નાળિયેરીનું ફળ.
મફત=વગર પૈસાની.
મજૂરી=મહેનત.

**સવાલ**—કોઇ માણસ કંઇ કામ કરતું હોય, તો તે જોઇ તેના જેવું કરવાની વાંદરાંને ટેવ હોય છે તેની વાત કહો. વાંદરાની આ ટેવ ક્યાંના લોકો જાણે છે? એ ટેવનો લાભ તેઓ કેવી રીતે મેળવે છે?

**પાઠ ૧૨ મો.**

લગ્ન=વિવાહ.
કારીગરો=કામ કરનારા.
મજબૂત=સજ્જડ; જોરથી.
ગમત=ખેલ.
શરીરે=ડીલ પર.
શક્તિ=બળ; તાકાત.
મદારી=ખેલ કરનાર.
ખેલ=રમત.
ચાલાક=ચંચળ; હોશિયાર.
અડપલું=અટકચાળું.
તોફાની=મસ્તીખોર.

**સવાલ**—માણસ જેવું કરે તેવું કરવાની શક્તિ કોનામાં હોય છે? એ ગુણનો લાભ કોણ લે છે? વાંદરાં માણસ જેવું કરે છે તેવું કરે છે તેની વાત કહો. વાંદરાના ગુણ ગણાવો.

**પાઠ ૧૩ મો.**

નાનીશી=નાની સરખી.
કોદાળી=જમીન ખોદવાનું ઓજાર.
બિયાં=બી.

ડબ્બી=દાબડી.
ટુકડો=થોડો ભાગ.
રીસ=ગુસ્સો.
મૂંગો=ચૂપ.
ફરીથી=બીજીવાર.
પહેલાં=અગાઉ.
રિસાળ=જરા જરા વારમાં રિસાય એવો.
અકળાઈ=ગભરાઇ.
કુટેવ=ખરાબ આદત.
નકામો=વગર કારણે.
માયાળુ=હેતાળ.
બેદરકારી=ગફલતી.
સુંદર=સરસ.
આનંદ=ખુશાલી.

**સવાલ**—જ્યારે ગુસ્સો ચઢે ત્યારે કંઈપણ બોલતાં પહેલાં શું કરવું ?

**પાઠ ૧૪મો.**

મૂળ=અસલ.
મેળવણીના=મિશ્ર.
ગોટી=ગોળી.
વાદળી=આસમાની.
જાંબુડિયો=જાંબુના રંગ જેવો.
મિશ્ર=એકઠું.
મિશ્રણ=ભેગ; મેળવણી.
રાખોડિયો=રાખોડીના રંગ જેવો.

**સમજુતી**—લાલ, પીળો ને વાદળી એ ત્રણ મૂળરંગ કહેવાય છે. બાકીના બીજા બધા રંગો મૂળ રંગો મેળવ્યાથી થાય છે.

**સવાલ**—મૂળરંગ ગણાવો. કયા કયા રંગ મેળવવાથી નારંગી રંગ થાય ? પીળો ને વાદળી રંગ મેળવીએ તો કયો રંગ થાય ? જાંબુડિયો રંગ કયા કયા રંગ મેળવવાથી બને ? મિશ્રરંગ ગણાવો. ત્રણે મૂળરંગની મેળવણી કરવાથી કયો રંગ થશે ? રાખોડિયો રંગ કયા કયા રંગ ભેગા કરવાથી થાય ? રંગ વિષે કવિતા બોલો.

**પાઠ ૧૫મો.**

સીમ=ખેતર.
સહેલ=મઝા.
ગુરુજી=મહેતાજી.
રજા=છુટ્ટી.
ભેગા=એકઠા.
આંબાવાડિયું=આંબાના ઝાડ ઘણાં હોય તેવી જગા; અમરાઇ.
મોર=આંબા, આબલી, લીમડો વગેરેનાં ઝીણાં ફૂલ.
સુગંધ=સારી વાસ; ખુશબો.

સુગંધવાળી=ખુશબોદાર.
ઘટા=ભરાવ.
ઝરો=ઝરણ; જમીનમાંથી નીકળતું પાણી.
આઘે=દૂર.
ગુચ્છાદાર=ગુચ્છાવાળી.
ખેતર=અનાજ પાકે છે તે જગા.
કોયલ=કાળા રંગનું મધુર રાગનું પક્ષી.
ટહૂકતી=ટૌકા કરતી.
ડોલતા=હાલતા.
એક સામટા=સાથે.
મધુરો=કાનને સારો લાગે એવો.
અવાજ=સાદ.
આનંદી=આનંદ આપનાર.
પતંગિયું = એક જાતનો સુંદર પાંખવાળો કીડો.
ભમરો=પીળાં મોંનો ને શરીરે કાળો પાંખવાળો જીવડો.
જંગલ=રાન.
ગોટો=કલગી; તોરો.
સુંદર=રળિયામણો; શોભિતો.

## પાઠ ૧૬મો.

ઋતુ=રત; મોસમ.
સમજ=સમજણ.
સાંજ=દીવાબત્તીનો વખત.
શિયાળો=ટાઢની ઋતુ.
ટાઢ=ઠંડી.
શાલ=ઊનનું કીમતી વસ્ત્ર.
રજાઈ=થોડું રૂ ભર્યું હોય તેવું છીંટનું ગોદડું.
ખળે છે=અટકે છે.
ટૂંકો=નાનો.
લાંબી=મોટી.
દહાડો=સૂર્ય ઉગે ત્યારથી આથમે ત્યાં સુધીનો વખત.
સૂર્ય=સુરજ; રવિ.
તેજ=પ્રકાશ.
દિવાળી=હિંદુ વર્ષનો છેલ્લો દિવસ.
હોળી=ફાગણ સુદ પુનમ.
ગરમી=તાપ.
જોડા=ખાસડાં
લૂ=ગરમ પવનનો ઝપાટો.
ઉનાળો=તાપની ઋતુ.
ચોમાસું=વરસાદની ઋતુ.
વાદળાં=વરાળનો જથો.
છવાઇ=ઢંકાઈ
ટીપાં=ફોરાં
પલળી=ભિંજાઈ.
રેલ=પૂર.

**સવાલ**—વર્ષની ઋતુ કેટલી ને તે કઇ કઇ ? દરેક ઋતુ કેટલા માહિનાની ને તે મહિના કયા કયા ? શિયાળો, ઉનાળો

અને ચોમાસાને શેની મોસમ કહે છે ? દહાડો કોને કહેવાય ? સાંજ ક્યારે કહેવાય ? લૂ કઇ ઋતુમાં વાય ? વરસાદ કઈ ઋતુમાં પડે ? ટાઢ ક્યારથી પડે છે ? રેલ કઈ ઋતુમાં આવે ?

**પાઠ ૧૭ મો.**

**શી**તળ=ઠંડો.
**પાન**=પાંદડાં.
**ખરે**=ભોંય પર પડે.
**પેદા** થાય=પાકે.
**ક**ઠોળ=વાલ, વટાણા, ચોળા વગેરે; બે ફાડવાળું ધાન્ય.
**ત**ંબોળ=પાન.
**ધરે**=પહેરે; ઓઢે.
**ગરીબ** તણા=પૈસા વગરના.
**ઘટે**=ઓછો થાય.
**તનમાં**=શરીરમાં.
**જોર**=બળ; તાકાત.
**ભલીભાત**=સારી રીતે
**ઊં**ડાં જળ જાય=પાણી સુકાઈ ઓછું થાય.
**પામે**=આવે.
**કેસૂડાં**=કેસૂડાના ઝાડનાં ફૂલ.
**ગુણવાન**=ગુણકારી; ફાયદાકારક.
**પ્યારા**=વહાલા.
**ચંદન**=સુખડ, કેસર વગેરેને પાણીમાં ઘસી લચકા જેવું બનાવે છે તે.
**લાગ**=લાગે.
**મી**ઠા બોલ=મધુર સ્વાદ.
**વણતોલ**=વણોજ.
**ખાસું**=મજાનું.
**દીસે**=દેખાય.
**ડૂબાડૂબ**=ડૂબી ગએલી.
ઉચારે=બોલે.
**મલાર**=એક રાગનું નામ છે.
**ખેતીકાર**=ખેડૂત.
**ચંપો**=પીળા રંગનું સુગંધીદાર ફૂલ.
**ચંપેલી, જૂઇ, જાય**=એક જાતનાં સુગંધીદાર સફેદ ફૂલ.
**ભલાં**=સારાં
**ફુલાય**=ખીલે.
**માટ**=માટે
**ચાખડીઓ**=પાવડીઓ.
**હીં**ડોળા=હીંચકા.
**ખાટ**=ખાટલા.

## કવિતાની સમજુતી.

શિઆળામાં ઠંડો પવન વાય છે, ઝાડનાં પાંદડાં ખરી પડે છે અને ઘઉં પાકે છે; ગોળ થાય છે, કપાસ અને કઠોળ પાકે

છે, લોકો શરીરે તેલ ચોળે છે, અને પાન સોપારી ખાય છે. (૧) શરીરે ડગલા પહેરે છે, ને શાલ ઓઢે છે, ગરીબ માણસના પગ અને ગાલ ફાટી જાય છે. શિઆળામાં દહાડો નાનો થાય છે અને રાત મોટી થાય છે અને શરીરમાં સારી રીતે (સારો ખોરાક ખાવાથી) જોર આવે છે (૨) ઉનાળામાં પાણી ઊંડાં જતાં રહે છે. એટલે ઓછા થાય છે. નદી અને સરોવરનાં પાણી પણ ઓછાં થાય છે. સઘળી વનસ્પતિને નવાં પાંદડાં આવે છે, અને સારા ગુણવાળાં કેસૂડાનાં ફૂલ પણ થાય છે. (૩) પાણીના કુંડ, ફુવારા ને બાગ સારા લાગે છે ચંદન અને વીંજણા વહાલા લાગે છે. કોયલ મધુર શબ્દ બોલે છે, અને તાપ ઘણોજ પડે છે. (૪) વરસાદની ઋતુ ઘણી મજાની લાગે છે. દુનિયા પાણીમાં ડૂબેલી દેખાય છે મતલબ કે બધેજ પાણી પાણી થઇ રહે છે લોકો મલાર રાગ ગાય છે ને ખેડૂતો ખેતરમાં વાવણી કરે છે. (૫) ચંપા, ચંપેલી, જૂઇ, જાય અને ગુલાબનાં ફૂલ સારાં ખીલે છે; ચોમાસામાં સુખને માટે છત્રી, પાવડી, હીંચકા ને ખાટલા હોય છે. (૬)

**સવાલ**—શિયાળામાં શું શું પાકે છે? ઉનાળામાં તાપથી બચવા લોકો શું શું કરે છે? ચોમાસામાં સુખને માટે કઇ કઇ વસ્તુઓ વાપરે છે?

**પાઠ ૧૮ મો.**

**ધર્મશાળા**=વટેમાર્ગુઓને વગર ભાડાનું ઉતરવાનું મકાન.
**ચોગાન**=ખુલ્લી જગો.
**વાળુ**=રાતનું જમવાનું
ઉપલે=ઉપરને.
**કુંટાળ્યું**=કાયર થયું.
**દાદરા**=દાદર.
**ધક્કો**=હડસેલો.
**ફડાક**=તરત.
**બીક**=ડર; ભય.
**ખભે**=ખાંધે.
**કૂચ કરવા**=ચાલવા.
**કાળજું ફફડી ગયું**=ફાળ પડી.

**સવાલ**–રીંછની વાત કહો.

**પાઠ ૧૯ મો.**

**તળાવ**=જેની ચારે બાજુ જમીન ને વચમાં પાણી હોય તે
**દરજી**=લુગડાં શીવનાર.
**માવત**=હાથીને હાંકનાર.
**ધરે**=રાખે.
**લગનસરા**=ઘણા લોકોને ત્યાં લગ્ન; લગનગાળો.
**સોય**=શીવવાનું ઓજાર.
**ઘોંચી**=ભોંકી.
**એકદમ**=તરતજ.
**હાથીખાનું**=હાથી રાખવાની જગા; ગજશાળા.
**અડફેટ**=આંટી; ઝપટ
**સપાટા**=ઝપાટા.
**ચીસો**=બરાડા; બૂમો.
**આસપાસ**=આજુબાજુ.
**ગાંડો**=ભાન વગરનો.
**ઝટ**=તરત.
**હોશિયાર**=ચાલાક.
**સીંચવાનું**=ગોઠવવાનું
**ઉપાડી**=ઉંચકી.

**સવાલ**—હાથીની વાતો કહો. હાથી શા વડે પાણી પીએ છે ? લંકાના લોકો હાથી પાસે કયું કામ કરાવે છે ?

**પાઠ ૨૦મો.**

**પ્રામાણિક**=વહેવારમાં સાચો.
**જામફળ**=જમરૂખ.
**બનાવ**=બનેલી વાત.
**ચોરી**=પારકી ચીજ છાનીમાની લેવી તે.
**શિક્ષા**=સજા.
**ભલું**=કલ્યાણ.
**શાબાશી**=ધન્યવાદ.
**ગમી**=પસંદ પડી.
**સચ્ચાઇ**=સાચાપણું.
**મથજે**=મહેનત કરજે.
**છાનીમાની**=કોઈ ન જાણે એમ.
**પારકી**=બીજાની.

**સવાલ**—શિવશંકરની વાત કહો. ચોરી કોને કહેવી ?

**બોધ**—ચોરી કરવી નહિ.

**પાઠ ૨૧મો.**

**સોબત**=સંગત; દોસ્તી; સંગ.
**અસર**=લાગણી; પાસ; રંગ.
**મજાક**=મશ્કરી; ટોળ.
**પાઠ**=લેસન.
**ધ્યાન**=ચિત્ત; મન.
**ઊંચો**=ઉપલો.
**મદદ**=સહાય.
**ઉમંગથી**=હોંસથી;

| | | |
|---|---|---|
| ઉલટથી. | દિલગીરી=અફસોસ. | ભંડાર=કોઠાર. |
| રીતભાત=ચાલચલગત; વર્તણુક. | છાબડી=છાછરી ટોપલી. | વાસ્યું=બંધ કર્યું. |

**સવાલ**—ખરાબ છોકરા કોને કહેવા ? સારા છોકરા કોને કહેવા ?

| **પાઠ ૨૨મો.** | માથું દુઃખે. | શિખામણ=બોધ; |
|---|---|---|
| **ગંધ ગંધ=બદબો.** | **ખરાબ વાસ=દુર્ગંધ.** | ઉપદેશ. [દોસ્ત. |
| **માથું ફાટી જાય=** | **દાખલા=ઉદાહરણ.** | **ભાઇબંધ=મિત્ર;** |

**સવાલ**—ખરાબ સોબતથી ખરાબ અસર થાય છે તેનો દાખલો આપો.

| **પાઠ ૨૩મો.** | **ઘાટ=વિચાર;** | **સહવાસ=પરિચય;** |
|---|---|---|
| **સંગ=સોબત; સંગત.** | મનસુબો. | સાથે રહેવું તે. |
| **રંગ=અસર; લાગણી.** | **ભુંડો=નઠારો.** | **જગમાં=દુનિયામાં.** |
| **છંદ=શોખ.** | **જન=માણસ.** | |

**સમજુતી**—જેને જેવી સોબત તેને તેવીજ અસર થાય; જેને જેવી સોબત તેવાજ ગુણ તેનામાં આવશે. જેને જેવી સોબત તેવાજ તે શોખ કરશે; જેને જેવી સોબત તેવા તે બહુ વિચારો કરશે. સારાની સોબતથી સારો થશે, અને નઠારાની સોબતથી નઠારો બનશે. સારા માણસની સાથે રહેવાથી દુનિયામાં બધા તેને સારો ગણશે.

**સાર**—સારાની સોબતથી તેની સારી અસર આપણા પર થાય છે, માટે સારા માણસની સોબત કરવી, પણ નઠારા માણસની સોબત કરવી નહિ.

| **પાઠ ૨૪ મો.** | ટપાલ=પોષ્ટઓફિસ | દયા=રહેમ. |
|---|---|---|
| લૂલો=લંગડો. | **ખોડંગતો=લંગડાતો.** | **સાથી=મદદ કરનાર.** |

રજા=પરવાગી.
દયામણું=દયા ઉપજાવે એવું.
ઝળઝળિયાં=પાણી.
વિનંતિ=અરજ.
ખાવાનું=ખોરાક.
તદ્દન=બિલકુલ.
માયાળુ=માયા રાખનાર.
માયા=પ્રીત; હેત.
બાઝી=થઈ.
સંગાથે=સાથે.
હેરાન=દુઃખી.
ઘૂરકીને=ડોળાં કાઢીને
ચોકી=તપાસ.

**સવાલ**—મોતીને એની બાએ શું શીખવ્યું હતું? ભૂરિયો શું શું કામ કરતો હતો.

**સાર**—(૧) દુઃખી પ્રાણીપર દયા રાખવી. (૨) જનાવરોને કેળવવાથી તેઓ માણસ જેવું કામ કરી શકે છે.

**પાઠ ૨૫ મો.**

સંપ=હળીમળીને રહેવું તે.
જંપ=નિરાંત; શાંતિ.
ટોળું=જથો.
સરદાર=આગેવાન.
ગુસ્સાવાળો=લાગણીવાળો.
અવિચારી=વગર વિચારે કામ કરે એવો.
અનુભવી=માહીતગાર.
પારધી=શિકારી.
જાળ=ફાંદો.
છૂટવું=નીકળવું.
અવાજ=સાદ.
એક સામટાં=સાથે.
બળ=જોર.
કાતરી=કાપી.
કુહેવત=કહેતી.
ઝાઝા=ઘણા.
રળિયામણા=શોભિતા.

**સવાલ**—ઘરડા અને અનુભવી કબુતરોનું કહ્યું નહિ માનવાથી શું થયું? અને માનવાથી શું થયું?

**સાર**—(૧) જ્યાં સંપ છે ત્યાં નિરાંત છે. (૨) ઘણા માણસો સાથે મળી કામ કરવાથી ધારેલું કામ થાય છે.

**પાઠ ૨૬ મો.**

દિવાળી=હિંદુ વરસનો છેલ્લો દિવસ.
પર્વ=સારો પવિત્ર દહાડો; સપરમો દહાડો.
સપરમો=સારો.
તહેવાર=આનંદનો દિવસ.
ધનતેરશ=આસો વદ તેરસ.
કાળીચૌદશ=આસો

વદ ચૌદશ.
**આંગણું**=બારણા આગળની જગો.
**સાથિયા**=ચુનાની ફાક વગેરેનાં કાઢેલાં ચિત્રો.
**ચિત્ર**=ચિત્રામણ.
**મંદિર**=દહેરૂં.
**દર્શન**=ભાવથી જોવું તે.
**રોશની**=લાઈટ.
**ફટાકડા**=ફટાકા.
**દારૂખાનું**=આતસબાજી.
**ફોડે છે**=સળગાવે છે.
**હરખાય**=રાજી થાય.
**બેસતા**=નવા.
**બેસતા વર્ષનો દિવસ**=કારતક સુદ પડવો.
**ખાદી**=દોટી.
**લુગડાં**=કપડાં; વસ્ત્ર.

**સવાલ**—પર્વ એટલે શું ? આસો મહિનામાં કયા કયા પર્વ આવે છે ? એ પર્વમાં લોકો શું શું કરે છે ? વર્ષ પુરૂં કયે દિવસે થાય છે ? વરસનો પહેલો ને છેલ્લો મહિનો કહો. દિવાળીમાં કેવાં લુગડાં પહેરવાં ?

## પાઠ ૨૭મો.

**વણકર**=લુગડાં બનાવનાર.
**ધોતિયું**=પોતિયું.
**રેંટિયો**=રૂ કાંતવાનો સંચો.
**તાંતણા**=તાર
**કપડાં**=લુગડાં.
**વણકર વાડો**=વણકરોને રહેવાની જગા.
**વીંટતો**=લપેટતો.
**તાણા**=ઊભા તાર.
**સાળ**=કપડું વણવાનો સંચો.
**વાણા**=આડાતાર.
**કોકડું**=ગુંચળું.
**ભજન**=ઈશ્વરનાં ગુણગાન.
**કુટુંબ**=ઘરનાં માણસો.
**સ્વદેશી**=પોતાના દેશનું બનેલું.
**સ્વરાજ**=સ્વતંત્રતા.
**ચાવી**=કુંચી.

**સવાલ**—કપડું કેવી રીતે વણે છે તે કહો. સ્વદેશી કાપડ શા માટે વાપરવું જોઈએ ? સ્વદેશી કાપડ વાપરવાથી શો લાભ થાય ? પરદેશી કાપડ વાપરવાથી શું નુકસાન થાય ? સ્વરાજની ચાવી કઇ ?

**સાર**—સ્વદેશીજ ચીજ વાપરવી.

| પાઠ ૨૮મો. | નસીંકી=લીંટ કાઢી. | સંભાળ=કાળજી; ખંત. |
|---|---|---|
| કુટેવો=ખરાબ ટેવ. | લીંટ=નાકમાંથી નીકળતો ચીકણો પદાર્થ. | સહેલથી=થોડી મહેનતે. |
| કદરૂપા=બેડોળ. | રૂમાલ=મોં સાફ કરવાનો કડકો. | બેદરકાર=કાળજી વગરના. |
| કંટાળો=ત્રાસ; ચીતળી. | ગંદું=ગોબુું. | સજ્જડ=મજબૂત; જાય નહિ એવી. |
| ખોતર્યા=ખણ્યા. | ગળફો=બળખો. | ટળે=મટે; દૂર થાય. |
| બૂરી=ખરાબ. | ચીતરી=કંપારી. | કાળજી=ખંત; ચેટક |
| પથ્થરપાટી=સ્લેટ. | ઠળિયા=બી. | |
| ગંદી=ગોબી. | ખીંટી=ખુંટી. | |
| ડાબલી=દાબડી. | | |
| અડચણ=હરકત. | | |

**સવાલ**—કેટલીક કુટેવો ગણાવો. કુટેવો કાઢવાનો ઉપાય બતાવો. કુટેવો ક્યારે ટાળી ન શકાય ?

**સાર**—નાનપણથીજ ગંદી ટેવ પાડવા દેવી નહિ.

| પાઠ ૨૯ મો. | દુનિયા=જગત; જગ. | જગત=દુનિયા. |
|---|---|---|
| પ્રાર્થના=બંદગી. | દરિયો=સમુદ્ર. | ન્યારી=જુદી. |
| પ્રીતે=હેતથી. | ઝગમગિયા=પ્રકાશ્યા. | બુદ્ધિ=અક્કલ. |
| સ્તુતિ=વખાણ. | પ્યારા=વહાલા. | રૂપાળી=સારી. |

**સમજુતી**—હે પરમેશ્વર ! તને ખરા હેતથી પગે લાગીએ છીએ, તું અમને સુખી કર, તું અમને સુખી કર. તમારા સારી પેઠે વખાણ કરીએ, તું અમને સુખી કર, તું અમને સુખી કર. (૧) તેં તમામ દુનિયા બનાવી છે, તેં ઊંડા સમુદ્ર બનાવ્યા છે, રવિ અને સોમ પ્રકાશ્યા તું અમને૦ (૨) હે વહાલા પરમેશ્વર ! તેં ઘણેજ ઊંચે આકાશમાં ફરનારા તારા બનાવ્યા છે. તું અમને૦ (૩) આખી દુનિયા ઉપર અમારાં કામ જોવાવાળી તારી નજર

જુદી ફરતી રહે છે. તું અમને. (૪) વળી તમામ પાપ બાળી નાખે એવી અક્કલ આપ; અમે હાથ જોડી પગે લાગીએ છીએ. તું અમને સુખી કર, તું અમને સુખી કર. (૫)

**પાઠ ૩૦ મો.**

લુહાર=લોઢાનો ઘાટ બનાવનાર.
લોઢું=લોખંડ.
તણખા=સળગતી ચીણગારી.
ધમણ=વા ફૂંકવાનો વાંસડો=વાંસ. [સંચો
ભૂંગળી=પોલી નળી.

**સવાલ**—ધમણ ધમવાનું કારણ શું ? કોઈ પણ ચીજ બળવાને માટે શેની જરૂર છે ?

**પાઠ ૩૧ મો.**

આકાર=ઘાટ.
એરણ=લુહાર, સોની વગેરે જેનાપર મૂકી ટીપે છે તે ઓજાર
મેજ=ટેબલ.
છીણી=ધાતુ કાપવાનું હથિયાર.
ભઠ્ઠી=મોટો ચુલો.
વલે=દશા; હાલ.

**સવાલ**—લોઢાને તપાવવાનું કારણ શું ? ધાતુ કાપવાના ઓજારને શું કહે છે ?

**પાઠ ૩૨ મો.**

ધાતુઓ=ખનીજ પદાર્થો. (ધાતુમાં ચાર ગુણો ખાસ હોય છે. (૧) ધાતુના કણો ચળકતા હોય છે. (૨) ધાતુઓ ભારે હોય છે. (૩) ધાતુઓ જમીન પર પડતાં તેનો અવાજ થાય છે. (૪) ધાતુમાં ગરમી જલદી વહી શકે છે.
ચાકુ=ચપ્પુ.
તવી=તાવી.
પીતળ=જસત ને તાંબાની મેળવણીથી બનેલી પીળા રંગની ધાતુ. [ધાતુ.
તાંબું=લાલ રંગની
કથરોટ=મોટી થાળી.
ઘરેણાં=દાગીના.
સીસું=મેલા રંગની ધાતુ.
કુલાઇ=સફેદ રંગની
કાટ=કીટ. [ધાતુ.

**સવાલ**—ધાતુમાં કયા કયા ખાસ ગુણો હોય છે ? લોઢાની કઇ કઈ ચીજો બને છે ? પીતળનો રંગ કેવો હોય છે ?

તમારા ઘરમાં પીતળનાં વાસણ કયાં કયાં છે ? તમારા ઘરમાં તાંબાનાં વાસણ છે તેનાં નામ લખો. સોનાના કયા કયા દાગીના થાય ? રૂપાના કયાં કયાં ઘરેણાં થાય છે ? ધાતુઓ ગણાવો. કેવા પદાર્થ ધાતુ કહેવાય ? મેલા રંગની ધાતુ કઈ ! ભારે ને પોચી ધાતુ કઈ ? સફેદ ધાતુ કઈ ? તાંબા પીતળનાં વાસણ પર કલાઈ ચડાવવાનું કારણ શું ?

**પાઠ ૩૩ મો.**

સિક્કો=ચલણી નાણું.
ઢબુ=અઢીકો.
નિકલ=એક જાતની ધોળી ધાતુ.
ચોખંડી=ચાર ખુણાવાળી.
ધાર=છેડો.
કાંગરી=ઊભા કાપા.
૨ અર્ધા=રૂપિયો.
૪પાવલી=રૂપિયો.
૮બેઆની=રૂપિયો.
૧૬ આના=રૂપિયો.
૩૨ ઢબુ=રૂપિયો.
૬૪ પૈસા=રૂપિયો.
૧૨૮ અધેલા=રૂપિયો.
૧૯૨ પાઈ=રૂપિયો.

**સૂચના**—નાણાંની ધાત પહેલા ધોરણના " મુખગણિત શિક્ષક " માં જુઓ. **સવાલ**—તાંબાના કયા કયા સિક્કા બને છે ? ચાંદીના સિક્કા ગણાવો. નિકલના કયા કયા સિક્કા થાય છે ? પાઈ ને પૈસાનો મુકાબલો કરો. બેઆની, પાવલી, શેની શેની થાય છે ? ચાંદીના કયા કયા સિક્કાની ધાર પર કાંગરી હોય છે ? રૂપિયો કોની કોની બરાબર છે ?

**પાઠ ૩૪ મો.**

પરગજુ=પરોપકારી; પારકાનું ભલું કરનાર.
ઘડો=દોરીઓ.
ખુશ=રાજી.
વહાલ=હેત; પ્યાર.
ઉમંગથી=હોંસથી.
હસતે મોઢે=ખુશીથી; રાજી થઈને.
આઘે=દૂર.
ભાઈબંધ=મિત્ર; દોસ્તદાર.
ધર્મશાળા=વટેમાર્ગુઓને વગર ભાડે ઉતરવાનું મકાન.
દોરી ગયો=આંગળી પકડી લઈ ગયો.
આગગાડી=વરાળથી ચાલતી ગાડી.
ડોસો=ઘરડો માણસ
હમેશાં=દરરોજ.
વખાણ=તારીફ.

**સવાલ**—દિનકરના પરગજુપણાની વાત કહો. રસ્તામાં કાચ, પથ્થર, ઈંટોળા, કે કાંટા પડ્યા હોય તે દૂર શા માટે ફેંકી દેવા? **સાર**—પરોપકાર કરવો.

**પાઠ ૩૫ મો.**

**ચોખ્ખાઇ**=સફાઇ;
**પાડોશી**=પાસેના ઘરમાં રહેનાર.
**શરીરે**=ડીલે.
**લૂખસ**=ખુજળી.
**ખસ**=ઝીણી ફોલ્લી.
**દવાખાનું**=દવા આપવાનું ઠેકાણું.
**દાકતર**=અંગ્રેજી દવા જાણનાર.
**કુબજિયાત**=ઝાડાનો બંધકોશ.
**દસ્ત**=ઝાડો.
**સાફ**=ખુલાસે.
**વખતસર**=બરાબર વખતે.
**દિશાએ જવું**=ઝાડા ફરવા જવું.
**આળસ**=સુસ્તી.
**બેદરકારી**=ગફલત.
**પોણો ભાગ**=ચાર ભાગમાંના ત્રણ ભાગ.
**હેરાન**=દુઃખી.
**અંગુછો**=ટુવાલ.
**ચોળીને**=મસળીને.
**ખાસ કરીને**=ઘણું કરીને.
**ફાટે**=ચીરા પડે.
**દરાજ**=દાદર.
**કેડ**=કમ્મર.
**જાંઘ**=સાથળ.
**આદમી**=માણસ.
**અવાળું**=દાંતના પીઢિયાં.
**વર્તવાની**=ચાલવાની.
**સલાહ**=શિખામણ.

**સવાલ**—નરહરિને લૂખસ અને ખસ થવાનું કારણ શું? પોણા ભાગના રોગ શાથી થાય છે? કઇ વાતમાં આળસ રાખવું નહિ? દરાજ થવાનું કારણ શું? નહાતી વખતે કઇ કઈ બાબત પર ધ્યાન આપવું? કેવા આદમીને ખાધું પચતું નથી? દાતણ કેવી રીતે કરવું? મોઢું ધોતી વખતે શું શું કરવું?

**પાઠ ૩૬ મો.**

**સાગર ઘેર**=દરિયામાં.
**ધાર્યું**=વિચાર કર્યો.
**શુભપેર**=સારી રીતે.
**પૂર**=ખબ.
**દૂર**=આઘે. [**મહીં**=માં

**સમજુતી**—પાણીનાં કાંઇ નાનાં ટીપાં દરિયામાં રહેતાં હતાં. એક વખત તેઓએ સારી રીતે હરવા ફરવા માટે વિચાર કર્યો. (૧) ત્યાં વાદળની ગાડી બનાવી, તે ગાડીને પવને ખૂબ હાંકી

ને જંગલ, ગામ ઉપર થઈ હરતાં ફરતાં તેઓ દૂર ચાલ્યાં ગયાં. (૨) પણ તેઓ તો ઘણાં હતાં, તેથી અરે! ગાડી ભાંગી ને ગભરાઈને બિચારાં નીચે તૂટી પડ્યાં. (૩) પછી લીલ ને ઘાસમાં તો સારી પેઠે ભટક્યાં, ને આખરે એક નદી તે બધાને ફરી તેમને ઘેર (દરિયામાં) લઈ ગઈ. (૪)

**પાઠ ૩૭મો.**

બેડું=હેગડો ને ઘડો.
ગાળો=ફાંસો.
થાળું=કુવાના મોં ઉપર પાણીથી ભરેલા કોસને ખાલી કરવા-ની ઢાળ પડતી જગ્યા
ગરગડી=ઘરેડી; કપ્પી.
સહેલું=સુગમ.
કોરણે=નાકે; છેડે.
ઊથલી=ગબડી.
પણે=પેલી તરફ.
પખાલી=ભીસ્તી.
ડોલ=આંકડીવાળું પાણી કાઢવાનું વાસણ
પખાલ=પાણી ભરી રાખવાનું ચામડાનું ઠામ.

સવાલ—થાળું એટલે શું? કૂવાને કઠેરા શા માટે કરાવે છે? કયા કૂવાનું પાણી સારૂં હોય છે? કૂવાનું પાણી બગાડવાનાં કારણ કહો. ડોલ શેની શેની બને છે? ઘડા ને હેગડા શેના શેના બને છે? કૂવા પર લડવું સારૂં કેમ નહિ?

**પાઠ ૩૮મો.**

મંદિર=દેવળ; દહેરૂં.
શિખર=ટોચ; ઉપલો ભાગ.
ગગનમાં=આકાશમાં.
ધજા=નિશાન.
તળાવ=જેની ચારે બાજુ જમીન ને વચમાં પાણી હોય તે.
પાર=કિનારો; કાંઠો.
સેવાળ=લીલ.
પડછાયો=ઓળો.
ઊંધું=અવળું.
અરીસો=આરસો.
બીડ=ઘાસ ઊગે તે જગા.
દરવાજો=મોટું બારણું.
ચોગાન=ખુલ્લું મેદાન.
ઓશરી=ઓટલી.
મંડપ=દહેરાંનો આગલો ભાગ.
ઘુમ્મટ=અર્ધ ગોળ શિખરવાળું ઢાંકણુ.
મૂર્તિ=દેવ દેવીનું પૂતળું.
ગભાર=મંદિરની અંદરનો ભાગ જેમાં મૂર્તિ હોય છે તે.
તીર્થ=પવિત્ર જગા.
જાત્રાળુ=જાત્રાકરનાર.

**સવાલ**—દહેરાનો કયો ભાગ દૂરથી દેખાય ? ઓશરી, શિખર, મંડપ, ઘુમ્મટ; ગભાર એટલે શું તે સમજાવો.

**પાઠ ૩૯ મો.**

**ચોખ્ખાઈ**=સુઘડતાઈ; સ્વચ્છતા; સફાઈ;
**આંગણું** = બારણા આગળની જગો.
**ચોક**=ઘરમાંનો વચલો છોબંધ ખુલ્લો ભાગ.
**મેડી**=માળ.
**ગોખ**=ઝરૂખો.
**થકી**=થી.
**સોહાય**=શોભે; સારૂં દેખાય.
**નવ**=નહિ.
**તન**=શરીર.
**સાફ**=ચોખ્ખું; મેલ વગરનું.
**નિત**=હમેશાં.

**સમજુતી**—ઘરનું આંગણું ચોખ્ખું છે. ઘરનો ચોક ચોખ્ખો છે, ઘરનો ઓટલો ચોખ્ખો છે, માળ અને ઝરૂખા પણ ચોખ્ખા છે. (૧) ચોખ્ખા ઘર અને લુગડાંથી માણુસ બહુ સારૂં દેખાય છે, શરીર ચોખ્ખું રાખીએ તો કદાપિ રોગ થાય નહિ. (૨) નહાવાથી શરીર ચોખ્ખું રહે છે, અને સાચું બોલવાથી મન ચોખ્ખું રહે છે. જેનું મન, શરીર અને ઘર સાફ છે તેનાથી પાપ હમેશાં આઘું રહે છે. મતલબ કે તે માણુસથી પાપ થતુંજ નથી. (૩)

**પાઠ ૪૦ મો.**

**વર્ષ**=બાર મહિના.
**મહિનો**=ત્રીસ દિવસ.
**ઋતુ**=મોસમ; રત.
**માસ**=મહિનો.
**શિયાળો**=ટાઢની મોસમ.
**ગરમી**=તાપ.
ઉનાળો=તાપની મોસમ.
**ચોમાસું**=વરસાદની મોસમ.
**વિક્રમતણું**=વિક્રમ રાજાનું.
**ભાણુ**=સુરજ; સૂર્ય.
**નવાણુ**=પાણીવાળી જગા; કૂવા, વાવ, તળાવ વગેરે.
**ચોપાસ**=ચારે બાજુ.
**હરિ**=પરમેશ્વર; પ્રભુ.
**મહેર**=દયા; મહેરબાની.
**લીલાલહેર**=આનંદ.

**સમજુતી**—વિક્રમનું નવું વર્ષ કારતક માસથી ગણાય છે. માગશર, પોષ અને મહા મહિનામાં ટાઢ પડે છે. (૧) ફાગણ, ચૈત્ર અને વૈશાખ મહિનામાં સુરજ તપે છે મતલબ કે તાપ પડે છે, ત્યારે ઠંડું પાણી પીવાનું અને નદી, નવાણમાં નહાવું સારૂં લાગે છે. (૨) જેઠ, અષાડ, શ્રાવણ અને ભાદરવા માસમાં ખૂબ વરસાદ પડે અને બધે લીલું થઈ રહે છે. ( ૩ ) ભાદરવા પછી આસો મહિનો આવે છે. દિવાળીમાં બધા લોકો પરમેશ્વરની મહેરબાની હોય તો આનંદ કરે છે. (૪)

**સવાલ**—આ પાઠમાં જે સવાલો પૂછ્યા છે તેના જવાબ કહો. શિયાળો, ઉનાળો અને ચોમાસું એ ઋતુમાં શું થાય છે?

**પાઠ ૪૧ મો.**

કુંભાર=માટીની ચીજો બનાવનાર.
ગાગર=ઘડા કરતાં મોટું વાસણ.
**શોધી**=ખોળી.
**નમસ્કાર**=બે હાથ જોડવા તે.
**ગૂંદે છે**=કસણે છે.
**એકરસ**=એકમેક.
**ચાક**=ચાકડો; પૈડા જેવું કુંભારનું ઓજાર
**લોચો**=લચકો; લોંદો

**સવાલ**—માટીની કઈ કઇ ચીજો થાય છે? એ ચીજોનો ઉપયોગ કહો. માટીના વાસણ બનાવનારને શું કહે છે?

**પાઠ ૪૨ મો.**

**થર**=પડ.
**લાદ**=ઘોડા, ગધેડાનું છાણ; લીદ
**નિંભાડો**=માટીનાં વાસણ પકવવાની ભઠ્ઠી; પજાવો.
**દીવેલ**=એરંડિયું.
**દીવેટ**=વાટ.
**રોશની**=લાઈટ.

**સવાલ**—કુંભારે ઘડો કેવી રીતે બનાવ્યો? પછી એના પર શું શું ક્રિયા કરે ત્યારે ઘડો તૈયાર થાય? માટીનાં વાસણ પકવવાની ભઠ્ઠીને શું કહે છે? ભઠ્ઠી કેવી રીતે બનાવે છે?

